# પરદાદી એ સંભળાવી કણસલાંમાંથી ઝૂડીને દાણા કાઢવા ની વાર્તા



વેરડા ક્રોસ ચિત્ર : ગેઇલ ઓવન્સ

## પરદાદી એ સંભળાવી કણસલાંમાંથી ઝૂડીને દાણા કાઢવા ની વાર્તા

જૂન નો મહિનો પૂરો થવામાં છે, અને મિસૂરી માં, શિયાળા માં વાવેલા ઘઉં લણણી માટે તૈયાર છે. લૌરા અને એનો ભાઈ ઘણા સમય થી કણસલાંમાંથી ઝૂડીને દાણા કાઢવા માટે રાહ જોઈ રહ્યા છે.

સૂર્યોદય થી લઈને સૂર્યાસ્ત સુધી, ઘણી ખાસ અને મજેદાર વસ્તુઓ થતી રહે છે - બધા મિત્રો, પાડોશી ભેગા થાય છે, વરાળ થી ચાલવાવાળા થ્રેશર મશીન (દાણા કાઢવાનું યંત્ર) બધાને મોહે છે, અને એ દિવસે જે જમવાનું બને છે એના સુગંધ અને સ્વાદ અનેરો હોય છે, અને, અંત માં,

પરાળ (સૂકા ઘાસ) થી ભરેલા ગાદલા ની આરામદાયક મહેક દિલ ને ખુશ કરી દેય છે.

પરદાદી બીજું કોઈ નહીં પણ લેખિકા વેરડા ક્રોસ જ છે. 1900 ના આરંભ ના વર્ષો ના એક ખેડૂત પરિવાર ના બાળક ના જીવન નું આબેહૂબ ચિત્રણ એમણે કર્યું છે.

ગેઇલ ઓવન્સ ના રંગીન ચાક થી કરેલા ચિત્રો એ જૂના

મહત્વપૂર્ણ દિવસ ને જીવંત કરે છે.



# પરદાદી એ સંભળાવી કણસલાંમાંથી ઝૂડીને દાણા કાઢવા ની વાર્તા

વેરડા ક્રોસ

ચિત્ર : ગેઇલ ઓવન્સ

મારી બહેન બર્નીસ ને, જેણે મને લખવા માટે પ્રોત્સાહિત કરી

- વી.સી.

હું નીચે આપેલા લોકો અને સંસ્થાઓ નો આભાર વ્યક્ત કરવા માંગુ છું, જેણે વીસમી સદી ના આરંભ માં ખેતીવાડી અને એ વખતના ઓજારો અને મશીન વિષે વાતચીત, પ્રદર્શન અને પ્રકાશનો દ્વારા મને માહિતગાર કરી.

આર્ચિ હબ્બાર્ડ, સંસ્થાપક ફાયેત ગિલફર્ડ મ્યુઝિયમ, ગિલફર્ડ ન્યૂયોર્ક; માર્જ જૈનસોન, સચિવ ન્યૂયોર્ક એન્જીન એસોસિએશન, વેનેડાઇગુઆ, ન્યૂયોર્ક; કિન્જર્સ, પેન્સિલવેનિયા ના અનુભવી એન્જીનિયર; તથા લેંકેસ્ટર, પેન્સિલવેનિયા ની સ્ટેમા પબ્લિશિંગ કમ્પની. જે. હાયેસ અને એના સુંદર ગુલાબો અને જિમ નો પણ આભાર.

- જી.ઓ.



"દાદીમા, અમને જૂના દિવસો ની વાર્તા સંભળાવો ને," અમે બાળકો અમારી પરદાદી ને વિનવણી કરતા જયારે અમે દર ઉનાળા માં એમની પાસે જતા. "અમને થ્રેશિંગ (કણસલાંમાંથી ઝૂડીને દાણા કાઢવા) દિવસ ની વાર્તા કહો," હું જોડતી, કારણકે એ મારી મનપસંદ વાર્તા હતી.

એની ખુરશી માં ઝૂલતી પરદાદી ની  આંખો અનાયાસ ક્યાંક દૂર જોવા લાગતી. અમે બધા આતુરતાપૂર્વક આગળ ઝૂકતા અને એ શરુ કરતા.

સવારે નાસ્તા પછી તરત મેં વરાળ ના એન્જીન ને અમારા ખેતર તરફ રસ્તા પર આગળ વધતા જોયું. મિસ્ટર સ્નાઈડર એને ચલાવી રહ્યા હતા. એન્જીન ની પાછળ મોટું થ્રેશર હતું. અને એની પાછળ હતી પાણી લઈ જવાવાળી ગાડી જેને ઘોડા ખેંચી રહ્યા હતા. એ ગાડી ને મિસિસ સ્નાઈડર અને એનો દીકરો ચાલી રહ્યા હતા.

"જલ્દી આવ!" મેં રોબી ને બૂમ પાડી ને કહ્યું, જોકે થ્રેશર હજી ઘણું દૂર હતું.

રોબી દોડતો સડક પર આવ્યો, એણે પહેલા ક્યારેય વરાળ નું એન્જીન જોયું ન હતું. "થ્રેશર ને ઘોડા કેમ નથી ખેંચી રહ્યા?" એણે જાણવા ચાહ્યું.

પિતાજી અમારા વેગન માં હમણાંજ આવ્યા હતા. એ ઘોડા ની રસ્સીઓ ઘર ની સામે ના ઝાડ સાથે બાંધી રહ્યા હતા. એ રોબી ની વાત સાંભળી ને હસ્યા. "થ્રેશર ને ઘોડા ની જરૂર નથી, એને વરાળ નું એન્જીન ખેંચે છે. મિસ્ટર સ્નાઈડર એને ચલાવી રહ્યા છે. એ વરાળ માટેના ઇંધણ ના ડબ્બા ની પાછળ બનેલા એક  પ્લેટફોર્મ પર ઉભા છે." પિતાજી બરફવાળા પાસેથી એક મોટો બરફ નો ટુકડો લઈને આવ્યા હતા. "લૌરા, ઝાડ નીચે લાકડા નું મોટું ટબ રાખ, હું બરફ નો ટુકડો ઉતારું છું," એણે મને કહ્યું. "દિવસ પૂરો થાય એ પહેલા આપણે બરફ નો પૂરેપૂરો ઉપયોગ કરવાનો છે."





એણે બરફ ને ટબ માં રાખ્યો. મેં એને મીણીયા ના કાપડ અને ધાબળા થી ઢાંકી દીધો, એટલે એ જલ્દી ઓગળે નહીં. બરફ નો વપરાશ લીંબુ પાણી અને ઠંડી ચ્હા માટે થવાનો હતો. ગામ અને ખેતરો માં બરફ પહોંચાડવામાં આવતો નહોતો, એટલે અમારી પાસે આઈસ બોક્સ ન હતો. અમે વસ્તુ ને ઠંડી રાખવા દૂધ ની ચાટ (હવાડા) માં પાણી ભરીને રાખતા હતા.

"આવી ગયું!" રોબી એ બૂમ પાડી. "થ્રેશર મશીન આવી ગયું!" પણ એની ચીસ એન્જીન ના આવાજ  માં દબાઈ ગઈ.

એ ફાટક ખોલવા દોડયો જેથી મિસ્ટર સ્નાઈડર મશીન ને કોઠાર પાસેના ખેતર માં લાવી શકે. પિતાજી ઘોડા ને સંભાળવામાં લાગી ગયા, કારણકે એ થ્રેશર અને એન્જીન ના અવાજ થી અસ્વસ્થ થઈ ગયા હતા. બાંધેલા હતા એટલે એ ભાગી શકે તેમ ન હતું, પણ ડરી ગયા હતા. પિતાજી એ ધીમા અવાજે એમની સાથે વાતો કરી, અને થોડી વાર માં એ શાંત થઈ ગયા.

જૂન નો અંત થવામાં હતો, અને શિયાળા ના ઘઉં લણણી માટે તૈયાર હતા. રોબી અને હું ઘણા સમય થી થ્રેશિંગ ના દિવસ ની રાહ જોતા હતા. મને એ સમય યાદ આવ્યો જયારે પિતાજી એ પાનખર માં ઘઉં વાવ્યા હતા. ઠંડી શરુ થતા પહેલા એ થોડા ઉગ્યા હતા, અને પછી બરફ ની નીચે એ ધીમે-ધીમે વધતા ગયા હતા. વસંત માં છોડ ઊંડા લીલા રંગ ના થઈ ગયા અને જલ્દી થી લાંબા થવા લાગ્યા. જૂન ના મધ્ય માં પાંદડા સોનેરી થઈ ગયા હતા, અને ઘઉં ના દાણા ભરેલા અને ભૂરા થઈ ગયા હતા.

બે અઠવાડિયા પહેલા પિતાજી એ લણણી કરી હતી અને ઘઉં ને એક ખાસ મશીન (જેને બાઇન્ડર કહેવામાં આવે છે) થી બન્ડલ માં બાંધી દીધા હતા. અમે બાઇન્ડર ની પાછળ-પાછળ ચાલતા ગયા અને પાડોશ ના બે પુરુષો બંડલ ના ઢગલા કરતા ગયા હતા.

રોબી અને મેં મદદ કરી હતી. અમે સુનિશ્ચિત કર્યું કે ઢગલા બરાબર ઉભા હતા અને એને યોગ્ય રીતે ઢાંકી દીધા હતા, જેનાથી વરસાદ નું પાણી ઉપર થી વહી જાય.

જો અમે એમાં કંઈ ખોટું કરત, તો દાણા ભીના થઈ જાત અને અંકુરિત થવા લાગત. પણ અમે અમારું કામ બરાબર કર્યું હતું.



ઘઉં ની લણણી ત્યારેજ થઈ શકે છે જયારે સવાર નું ઝાકળ સૂકાઈ જાય અને રાત નું ઝાકળ પડવાનું શરુ થયું ન હોય. એટલે, બાર એકર ના ખેતર માં ઉગેલા ઘઉં ની લણણી કરવાં અને એને બન્ડલ માં બાંધવા માટે બે દિવસ લાગ્યા હતા. ખેતર માં કાપેલા ઘઉં ના ઢગલા લીલા ઘાસ માં તણખલા ના બનેલા સુઘડ ઘર જેવા લાગી રહ્યા હતા. પણ એ ઘાસવાળી ભૂમિ ક્લોવર (ચારા માટે વપરાતું ત્રિદલ ઘાસ) હતું. પિતાજી એ ઘઉં ની ઉપર ક્લોવર ના દાણા વેર્યા હતા, જયારે એ બરફ થી ઢંકાયેલા હતા, અને હવે એ ચાર ઇંચ જેટલા ઊંચા થઈ ગયા હતા. એ હજી એટલા ઊંચા થવાના હતા, કે બે વાર લણી શકાય. એનાથી અમારા જાનવરો માટે ચારો તો મળશે, અને વધે એને વેચી પણ શકાય.

ઘઉં ને સૂર્યપ્રકાશ નીચે થોડા દિવસ સુકાવા દેવાય છે, જેનાથી દાણા સૂકા અને કઠણ થઈ જાય. અમે એને રોજ નખ થી તપાસતા હતા. એક રાતે અમે પિતાજી ને કહ્યું કે ઘઉં લણણી માટે તૈયાર છે. એમને પણ એવું લાગ્યું.

થ્રેશિંગ નો દિવસ વાદળાંરહિત અને ગરમ હતો. અમારા પાડોશી બધી  દિશા માં થી ઘોડા જોડેલા વેગન માં આવવા લાગ્યા. પુરુષો ખેતરમાં પિતાજી ની મદદ કરવાના હતા. એમણે એના ખેતરકામ ના કપડાં પહેરેલા હતા - કપડાંની ઉપર પહેરવાનો ડગલો અને કામ કરવાના ખમીસ. મહિલાઓ એ લાંબા પોશાક પહેર્યા હતા અને એની ઉપર સુંદર છાપેલા એપ્રન. એ આખી સવાર માઁ ને ખાવાનું બનાવવામાં મદદ કરવાની હતી. રોબી અને હું પણ રસોડામાં મદદ કરવાના હતા.

મહિલાઓ માટે આ રજાના દિવસ જેવો હતો. જોકે એને માઁ ને મદદ કરવાની હતી, પણ એ કામ કરતા-કરતા ગપશપ કરવાની મજા પણ લેવાની હતી. એના બહુ નાના બાળકો ઘરમાં દાદી અથવા નાની અથવા મોટા ભાઈ-બહેનો સાથે હતા, જે એને સંભાળવા સાથે ઘર ના સવાર ના કામ-કાજ પણ કરવાના હતા. દાદા ગ્રીને વાયદો કર્યો હતો કે એ બધા બાળકો અને એની દેખરેખ કરવાવાળી દાદીઓ-નાનીઓ ને બપોરે લેતા આવશે, જેથી એ પણ અમારી સાથે જમી શકે.

લગભગ નવ વાગે, જયારે ઝાકળ સૂકાઈ ગયું, ત્યારે વરાળ ના એન્જીને દિવસ ની પહેલી સીટી વગાડી. થ્રેશિંગ શરુ થવાનો સંકેત હતો!



થોડી મહિલાઓ એની સાથે પાઈ (પેસ્ટ્રી) લાવી હતી - સફરજનવાળી કે કિસમિસવળી, અથવા બેરીવાળી. બીજી મહિલાઓ સ્વાદિષ્ટ કેક લાવી હતી - ચોકલેટ અથવા નારિયળ અથવા ગોળ ની બનેલી. એને માખીઓ થી બચાવવા માટે જાળી થી ઢાંકતા-ઢાંકતા અમને તો ભૂખ લાગી ગઈ. પણ જમવાના સમય પહેલા અમે એને ચાખી પણ શકતા ન હતા. માઁ નો હુકમ હતો.

રોબી અને મેં એક મોટા હાંડા માં શિકંજી બનાવવામાં માઁ ની મદદ કરી. અમે પમ્પઘર થી ઠંડુ પાણી લાવ્યા. લીંબુ કાપતા પહેલા અમે એને એક સખત સપાટી પર હાથેથી ગોળ-ગોળ ફેરવ્યા જેનાથી એ નરમ અને રસદાર થઈ જાય અને એની છાલ માં થી તેલ નીકળી આવે. રોબી એ કપ ભરી-ભરી ને ખાંડ નાખી અને હું લાકડા ના કડછા થી હલાવતી ગઈ. પછી અમે એમાં બરફ ભેળવ્યો. શિકંજી ની સુગંધે અમારી તરસ જગાવી. પણ અમે એને થોડી-થોડી જ ચાખી, એ જોવા કે ગળાશ બરાબર છે કે નહીં. શિકંજી પહેલા ખેતર માં કામ કરતા પુરુષો ને પીવડાવાની હતી - એ પણ માઁ નો હુકમ હતો.



દિવસ વધારે તપવા લાગ્યો હતો. પુરુષો ગૂણપાટ માં લપેટેલું પાણી નું એક નાનું પીપડું લઈ ગયા હતા. પણ એ તો અત્યાર સુધી ખલાસ થઈ ગયું હશે.

એટલે અમે શિકંજી થી ભરેલા જગ થ્રેશિંગકામ માં લાગેલા પુરુષો માટે લઈ ગયા. ભૂસું એના નાક માં પણ ઘુસી ગયું હતું. થોડા લોકોએ એના ચહેરા લાલ અથવા વાદળી રંગ ના છાપેલા રૂમાલ થી ઢાંકી દીધા હતા. એમણે એ કાઢ્યા, એનાથી ચહેરો સાફ કર્યો અને જગ ઉઠાવ્યા.

અમે જોયું કે અમારી સ્વાદિષ્ટ શિકંજી ગળા નીચે ઉતારતા એનો હૈડીયો ઉપર-નીચે થતો હતો. એમણે અમારો આભાર માન્યો. એમણે એ પણ કહ્યું કે એમને એટલી તરસ લાગી હતી કે જો અમે શિકંજી ના લાવ્યા હોત તો કદાચ કામ બંધ થઈ જાત.

બધાએ પી લીધા પછી રોબી અને મારો વારો આવ્યો. અમને શિકંજી પીવાનો મોકો બહુ ઓછો મળતો, કારણકે લીંબુ મોંઘા હતા, અને અમને એનો મીઠો સ્વાદ બહુ પસંદ હતો. પહેલા મેં જગ પકડયો અને રોબી એ પીધી. પછી રોબી એ મને પીવડાવી. સાચે એ બહુ સરસ હતી!

માઁ ને મદદ કરવા માટે પાછા ફર્યા પહેલા અમે પુરુષો ને કામ કરતા જોતા રહ્યા.



કામ વ્યવસ્થિત રીતે ચાલી રહ્યું હતું. ત્રણ ટોળી ગાંસડી માં બાંધેલા ઘઉં ને થ્રેશર સુધી લાવતી હતી. દરેક ટોળી એની ગાડી એક પછી એક ગાંસડી સુધી લાવતી. બે પુરુષો પંજેટી (પિચફોર્ક) થી ઘઉં ને ગાડી માં ભરતા. જયારે ગાડી ઉપર સુધી ભરાઈ જતી ત્યારે એ લોકો ગાડી ને થ્રેશર સુધી લઈ આવતા, જે એક જગ્યાએ સ્થિર ઉભું હતું. જયારે એક ગાડી થ્રેશર પાસે હતી, ત્યારે બીજી ખેતર માં પાછી ફરી રહી હતી, અને ત્રીજી થ્રેશર તરફ આવી રહી હતી.

થ્રેશર પાસે ઉભેલા લોકો મશીન માં ઘઉં નાખતા હતા. ત્યાં દાંડી અને ભૂસું ઘઉં માં થી અલગ કરવામાં આવતા હતા. અલગ થયેલા ઘઉં ના દાણા ધાતુ ની એક નળી માં થી કોથળા માં ભરવામાં આવતા હતા. પિતાજી એક વળેલી સોય અને સૂતળી થી કોથળા ને સીવી રહ્યા હતા.



બે પુરુષો એક વેગન માં કોથળા લાદી રહ્યા હતા, એને મીલ (ચક્કી) સુધી લઈ જવા માટે. એક વેગન માં કોથળા ભરાઈ રહ્યા હતા, બીજું ચક્કી પર કોથળા ઉતરાવી રહ્યું હતું, અને ત્રીજું ચક્કી પરથી ખેતર તરફ પાછું ફરી રહ્યું હતું.

થ્રેશર માં થી નીકળેલી પરાળ એક મોટી નળી માં થી નીકળી ને એક મોટો ઢગલો બનાવી રહી હતી, જે ધીરે-ધીરે ઊંચો થઈ રહ્યો હતો. પિતાજી એ કહ્યું કે સાંજ સુધીમાં એ એક પહાડ બની જશે. રોબી અને મારી યોજના એ હતી કે અમે એ પહાડ પરથી નીચે સરકીયે.



લગભગ અગિયાર વાગે માઁ એ કહ્યું કે ઘર ની સામેના મેદાન માં વૃક્ષ ની છાંયા માં ટેબલ લગાવવાનો સમય થઈ ગયો છે. પિતાજી એ પહેલેથી જ કોઠાર નો સરકતો દરવાજો લાકડા ના પાયા પર રાખી દીધો હતો. રોબી અને મેં એના પર ધોયેલી ચાદર બિછાવી. મેં રોબી ને કહ્યું, "ચાદર ને તારી બાજુ આટલી ન ખેંચ!" એ ફરીને બોલ્યો, "તું તારી બાજુ ચાદર ને સરખી રીતે પકડી રાખ!"

ત્યાં બે મહિલાઓ એ જમવાના રૂમવાળું ટેબલ બહાર લાવવામાં અમારી મદદ કરી. હું એને વધારે લાબું કરવા માટે ના પાયા લઈ આવી. અમે આ ટેબલ પર માઁ નું સૌથી સુંદર ટેબલકલોથ બિછાવ્યું.

પણ બધા બેસી શકે એટલી જગ્યા હજી ન હતી. એટલે રોબી એ અણીદાર પાયાવાળા લાકડા ના ખૂંટા ને જમીન માં ખોસવા માં મદદ કરી અને મેં મહિલાઓ ની મદદ થી અમારા કબાટ ના દરવાજા ને એના મિજાગરા માં થી કાઢ્યા. અમે બંને દરવાજા બહાર લઈ ગયા, અને એને ખૂંટા પર ટેકાવ્યા અને એની ઉપર પણ બે લાંબી ચાદર બિછાવી.

બરાબર સાડા અગિયાર વાગે વરાળ ના એન્જીને સીટી વગાડી ને જમવા નું એલાન કર્યું. પુરુષો ખેતર માં થી એના ઘોડા સાથે આવ્યા, અને ટેબલ પર જમવાનું જોતા-જોતા ઘર ની પાછળના ભાગ માં આગળ વધ્યા. ત્યાં એક હાથપંપ અને એક હવાડો હતા. મને ઘોડા ને પાણી પીતા સમયે સીસકારતા અને પાણી પર લહેરો બનાવતા જોવાની મજા આવતી હતી. પુરુષો ને હાથ-પગ ધોતા જોવાની પણ મજા આવતી હતી. એ હાથ માં પાણી લઈને ચેહરા પર છાંટતા હતા, અને આપસ માં મજાક કરતા હતા. થોડા પુરુષો તો એનું માથું પાણી ની ધાર નીચે ધરી દેતા હતા. શેતૂર ના ઝાડ પર રોબી અને મેં લટકાવેલા ટુવાલ થી એમણે ડિલ લુછ્યા. હવે એ જમવા માટે તૈયાર હતા.



મહિલાઓ ગર્વથી જમવાના ટેબલ પાસે ઉભી હતી. એના હાથમાં ઝાડ ની પાંદડાવાળી ડાળીઓ હતી, જેનાથી એ માખીઓ ને ઉડાડી રહી હતી. બીજા સાધારણ દિવસો માં પણ ખેડૂત દિવસ નું સૌથી મોટું ભોજન બપોરે જ કરે છે. પણ આજ નું ખાવાનું તો અસાધારણ હતું.

ખાવામાં ગાય નું શેકેલું માંસ, તળેલું ચિકન, સુવર ના માંસ ના ટુકડા, શોરબા, કોબી નું સલાડ, સોસેજ, તળેલા ભીંડા, મકાઈ, કાપેલા ટામેટા, લીલા શિમલા મરચા, કઠોળ નું સૂપ, બટેટા અને ફળ નું સલાડ, મકાઈ નું બ્રેડ, અને ઘઉં નું પાઉં હતા. મીઠાઈ માં ખીર, અને અલગ-અલગ પ્રકાર ની કેક અને પેસ્ટ્રી હતી જે મહિલાઓએ બનાવી હતી. સાથે ત્રણ પ્રકાર ની કસ્ટાર્ડ પાઇ હતી જે માઁ એ બનાવી હતી.



ભલે અમે બહુ મહેનત કરી હતી, પણ આજ રોબી અને મારે પુરુષો જમી લેય પછી જ જમવાનું હતું. માઁ નો હુકમ હતો.

મારી જવાબદારી હતી પીવાની વસ્તુ ને પીરસવાનું. પીવા માટે અમે બનાવેલી શિકંજી તો હતી જ, સાથે તાજી ઠંડી છાસ, કોફી, બરફવળી ચ્હા અને ઠંડુ પાણી. હું એક ધાતુ ના કડછા થી બધા ને મનપસંદ પીણું પીરસી રહી હતી. માઁ એ વખાણ કરતા કહ્યું કે હું બહુ સરસ કામ કરી રહી હતી.

રોબી ને એની ખિસ્સાછરી થી પાઇ કાપવાનું કામ આપવામાં આવ્યું. માઁ એ કહ્યું કે એણે પણ સારી રીતે કામ કર્યું. પણ જયારે હું એને એ કહેવા ગઈ તો એ ગાયબ થઈ ગયો હતો. હું બધા ને પીણાં પીરસવામાં રહી અને એને શોધવા ન જઈ શકી.

જયારે બધા પુરુષો બીજી અને ત્રીજી વાર પીરસેલું ખાઈ ચુક્યા, ત્યારે એ ખેતર માં ફરી કામ કરવા જતા રહ્યા. કામ શરુ થવાની ત્રીજી સીટી જેવી વાગી ત્યાં જ દાદા ગ્રીન નાનીઓ-દાદીઓ અને લગભગ બે ડઝન બાળકો ને એની જૂની ઘાસ ની ગાડી માં લઈ આવ્યા. એ બધા પણ ભૂખ્યા હતા.



રોબી અને મારો પણ જમવાનો સમય થઈ ગયો હતો. મેં વિચાર્યું કે બધું ખાવાનું ખલાસ થઈ જાય એ પહેલા એને શોધી લાવું. મેં એને બધી જગાએ શોધ્યો, આખરે મને એ એક ટેબલ ની નીચે મળ્યો. એણે એક કિસમિસવાળી પાઇ ઉપાડી લીધી હતી અને ટેબલ ની નીચે છુપાઈ ને આખી ખાઈ ગયો હતો.

"તું બીમાર પડીશ," મેં એને કહ્યું.

"મને બસ એકલો છોડી દે," જવાબ માં એણે કહ્યું.

રોબી બીજું કંઈ ખાઈ નહીં શકે, એવું વિચારી હું પાછી ફરી અને બીજા બાળકો સાથે કોઠારરૂમ ના દરવાજા ના બનેલા ટેબલ પર જમવા બેસી ગઈ.

મને અફસોસ થયો કે રોબી આટલી સ્વાદિષ્ટ બનેલી વસ્તુઓ ખાઈ નહીં શકે. મેં બધું થોડું-થોડું ખાધું. બધું બહુ સ્વાદિષ્ટ હતું! કંઈ પણ આટલું સરસ ક્યારેય નથી લાગતું જે થ્રેશિંગ દિવસે લાગે છે.

બાળકો ને જમવાનું પીરસી ને મહિલાઓ પણ જમવા બેસી ગઈ. એ મોડે સુધી જમવાની સાથે હસતી, વાતો કરતી, ગપશપ કરતી રહી.

જમ્યા પછી અમે છોકરીઓએ સામાન ઉપાડવામાં અને સફાઈ કરવામાં મહિલાઓ ની મદદ કરી, અને છોકરાઓ ખેતર માં થ્રેશિંગ કરતા પુરુષો ને જોવા ગયા. કોઈ દિવસ એ પણ એના ખેતર ની દેખભાળ કરવાના હતા, અને એને કામ કેવી રીતે થાય છે, એ જાણવું જરૂરી હતું. દાદા ગ્રીન બધી મહિલાઓ અને બાળકો ને ઘરે મૂકવા ગયા, જેથી એ સાંજ ના કામ આટોપી શકે.

લગભગ ત્રણ વાગે રોબી નું પેટ હલકું થયું, અને અમે બંને ફરી શિકંજી ના જગ લઈને તરસ્યા પુરુષો પાસે પહોંચ્યા. તણખલા નો ઢગલો હવે એક સોનેરી પહાડ થઈ ગયો હતો. પણ પિતાજી એ કહ્યું કે એના પરથી લસરવા માટે અમારે થોડા દિવસ ની રાહ જોવી પડશે, જેથી અમે અંદર ન ધસી પડીયે. અમે તો પણ એને તપાસ્યો, અને અમે ઘૂંટણ સુધી અંદર ધસી ગયા. અમારે માનવું પડયું કે હજી એ લસરવા માટે તૈયાર ન હતો.





એટલે અમે સસલા નો પીછો કર્યો.

અમને કિલડિયર (એક પ્રકાર નું પક્ષી) ના ઈંડા મળ્યા.

જયારે મિસ્ટર સ્નાઈડર અને એનો દીકરો વરાળ ના એન્જીન માટે પાણી લેવા ગયા, ત્યારે અમે એના પાણી ના વેગન માં સવારી કરી. જયારે મિસ્ટર સ્નાઈડર એન્જીન ની ભઠ્ઠી માં લાકડા નાખી રહ્યા હતા, ત્યારે અમને આગ ની ગરમી નો અનુભવ થયો. મોટા ભાગ ના પુરુષો ગરમ એન્જીન પાસે થોડી વાર જ રોકાતા હતા, પણ મિસ્ટર સ્નાઈડર ત્યાં આખો દિવસ ઉભા રહ્યા હતા.

અમે ઘરે ભાગ્યા અને થોડી વાર શેતૂર ના વૃક્ષ ની ઠંડી છાયા નીચે આરામ કર્યો.

અમે નિશ્ચય કર્યો કે કદાચ પુરુષો ને વધારે શિકંજી ની જરૂર પડશે, એટલે અમે બપોર ના ભોજન પછી બીજી વાર શિકંજી ના જગ લઈને ત્યાં પહોંચ્યા. આ વખતે મેં બિસ્કિટ નો ડબ્બો પણ સાથે લીધો હતો. પુરુષોએ કહ્યું કે અમે સૌથી સારી શિકંજી બનાવીયે છીએ, અને બિસ્કિટ પણ બહુ સ્વાદિષ્ટ હતા. પિતાજી એ અમારા વખાણ કર્યા, કહ્યું કે અમે સારા મદદગાર છીએ. એ પણ કે એને અમારા પર બહુ ગર્વ છે.

માઁ ત્રણ ગાદલા ની ખોલ લઈને આવી, મારી, રોબી ની અને એક મોટી અમારા માતા-પિતા ની. અમે એમાં તાજા તણખલા ભરવામાં મદદ કરી. એક પુરુષ એને ઘર સુધી મૂકી ગયો.

જ્યાં સુધી માં સૂરજ એક લાલ દડા માં બદલાઈ ને પશ્ચિમ માં ઢળી ગયો, ખેતરમાંના બધા ઢગલા પૂરા થઈ ચુક્યા હતા. પિતાજી એ થ્રેશર મશીન ને છેલ્લીવાર ભર્યું. એ પછી વરાળ ના એન્જીને એ દિવસ ની ચોથી સીટી વગાડી. કામ પૂરું થઈ ચૂક્યું હતું!

બધા પુરુષો પોતપોતાના ખેતર માં પાછા ફરી ચુક્યા હતા.

સ્નાઈડર દંપતી એનું થ્રેશર મશીન અને ઉપકરણો ને લઈ ને સૌથી છેલ્લે સડક પર ગયા.



રોબી અને મેં સાંજ ના કામ માં મદદ કરી. મેં મરઘીઓ ને દાણા નાખ્યા, ઈંડા ભેગા કર્યા, અને મરઘીઓ ના રહેણાંક ના દરવાજા ને સરખી રીતે બંધ કર્યો. રોબી એ પિતાજી ને ગાય અને ઘોડા ને ઘાસચારો નાખવામાં મદદ કરી, પાણી અને લાકડા ઘરે પહોંચાડયા. માઁ એ ગાય ને દોહી, દૂધ ને ગાળી ને માટી ના પાત્ર  માં ભેગું કર્યું અને પાણી માં રાખેલા વાસણ માં રાખ્યું જેથી દૂધ ઠંડુ રહે.

રાત નું જમવાનું વધારે સ્વાદિષ્ટ લાગ્યું કારણકે દિવસ ના જમણમાં થી ઘણા સારા વ્યંજન વધ્યા હતા. રોબી માટે બધું ચાખવાનો આ પહેલો મોકો હતો, એટલે એ બહુ ખુશ થયો. પણ એણે પાઈ ન ખાધી.



રાત ના જમણ પછી રોબીએ પાછળ ના વાડા માં રાખેલા સૌથી મોટા ટબ માં સ્નાન કર્યું, જેમાં સૂર્ય ના તાપ થી ગરમ થયેલું પાણી હતું. એણે સ્નાન કર્યા પછી રાત ના કપડાં પહેર્યા. પછી મેં સ્નાન કર્યું.

"કાલે હું મિસ્ટર એપલ ના ઘઉં ના ખેતર માં એને મદદ કરવા જઈશ," પિતાજી એ કહ્યું. "પણ મારે બરફવાળા ને સવાર ના નાસ્તા પહેલા જગાડવો તો નહીં પડે."

ચમકદાર ચંદ્ર આકાશ માં ઉગ્યો હતો. મેં બારી માંથી ખેતર માં રાખેલા ઘાસ ના ઢગલા ને છેલ્લી વાર જોયો. "હું એ ઢગલાનું નામ પીળો પર્વત રાખું છું," મેં માઁ ને કહ્યું. "અને હું જલ્દી એના પર ચઢવા જઈશ."

"હજી છ અઠવાડિયા એને સૂકાવા દે," માઁ એ અમને દાદરા તરફ ધકેલતા કહ્યું. "આજ માટે બહુ મસ્તી થઈ ગઈ. હવે બંને પોતપોતાના ગાદલા માં ઘૂસો. એ મારો હુકમ છે!"



વેરડા ક્રોસ નો જન્મ ડેક્સટર, મિસૂરી, ના એક ખેતર માં 1914 માં થયો હતો. એ તેર બાળકો ના પરિવાર માં છઠ્ઠી બાળકી હતી. એની ઔપચારિક શિક્ષા દસમા વર્ગ પછી ત્યારે બંધ થઈ જયારે એની માઁ નું મૃત્યુ થઈ ગયું. વેરડા એ સોળ વર્ષ ની ઉંમરે લગ્ન કર્યા, બે દીકરાઓ ને મોટા કર્યા, અને ચોત્રીસ વર્ષ ની ઉંમરે દાદી બની. એ અને એના પતિ પહેલા ખેતર અને પછી એક ફરતા હોમ પાર્ક નું સંચાલન કરતા રહ્યા. પંચાવન વર્ષ ની આયુ માં એણે ફરી ભણવાનું શરુ કર્યું અને લાઇસન્સધારી નર્સ બની.

વેરડા એ જિંદગીભર એના પરિવાર ના બાળકો માટે વાર્તાઓ અને કવિતાઓ લખી. આ એની પહેલી પ્રકાશિત વાર્તા છે.

ગેઇલ ઓવન્સે બાળકો માટે લખાયેલા ઘણા પુસ્તકો ને ચિત્રિત કર્યા છે. એમાં મિશેલ એમર્ટ ની મશહૂર કૃતિ આઈ એમ ધ બિગ સિસ્ટર નાઉ પણ સામેલ છે.